ભવ થજો. અહો ! આવ્યા !—બસ; તમારી બન્નેની રાહ, હું સ્મશાનની પાર ઉભો ઉભો જોયાં કરીશ."

બારણું ધીમેથી ઉઘડયું, દરવાને ડોકું અંદર ઘાલ્યું, પણ તેજ ક્ષણે સૂર્યનાં કિરણોએ અંદર પ્રવેશ કર્યો, પ્રકાશની એક શેઢ અંદર આવી અને સુખી, સુંદર નિદ્રામાં ઠરેલા વદન ઉપર પથરાઇ, મૌન અને સ્થિર રહી જે હજી પોતાના પિતાને જોઇ રહ્યું હતું તે બાલકના અધર ઉપર એક મંદસ્મિત રૂપે વિસ્તરી રહી. એજ ક્ષણે રમાએ સ્વપ્નમાં પણ સંભળાય તેમ કહ્યું "દિવસ ઉગ્યો, દરવાજા ઉઘડયા છે; મારો હાથ ઝાલ, ચાલ આપણે બહાર જઇએ; જમનાં ઉપર જઇ, હોડીમાં બેશીએ; જો સૂર્યદેવ જલ ઉપર કેવો વિલસી રહ્યો છે !—ગયાજી, ઘેર, જઇએ."

"બિરાધર, તમારો વખત થયો."

"ચૂપઃ—આ ઉઠે છે; તુરતજ આવું છું;—બસ, થયું—ગુરુકૃપા કે હજી પણ જાગી નથી." રખેને જાગી ઉઠે એવા ભયથી એણે એને ચુંબન સરખું પણ ન કર્યું, એના ગળામાં ધીમે રહી એણે પેલું માદળીયું નાખી દીધુ કે તે જુદા થતી વખતનું પ્રેમાલિંગન એને પહોચાડતાં પુનઃ મળવાની આશાનું વચન પણ સાથેજ આપી શકે. ઉમરા સુધી ગયો, પણ વળી પાછો આવ્યો, વળી ગયો, વળી આવ્યો, વળી ગયો; બારણું બંધ થયું !—ગયો, હમેશ માટે ગયો.

રમા થોડીક વારે જાગી—ચારે પાસા જોવા લાગી—"ગુલાબ ! વ્હાલા ! વહાણું વાયું." બાલકના ધીમા રુદન વિના બીજો કશો જવાબ મળ્યો નહિ. અરે દૈવ ! શું આ બધું એક સ્વપ્નમાત્ર થઇ ગયું ! વચમાં આવવાથી બરાબર જોવા ન દેનારા વાળને તેણે આંખો ઉપરથી ખશેડી, હાથમાં ઝાલી રાખ્યા, એમ કરતાંજ છાતી ઉપરનું માદળીયું હાથે અથડાયું;—સ્વપ્ન તો ન હોય ! "રે દૈવ ! ત્યારે શું જતો રહ્યો !" એક ફાળ મારી ઉભી થઈ બારણા આગળ ગઇ, મ્હોટી બૂમ પાડી ઉઠી. દરવાન આવ્યો એટલે એણે પૂછ્યું "મારો ધણી. મારા બાલકનો બાપ !"

"બાઈ ! તે તો તારા પહેલો ગયો."

"ક્યાં ?"

"જલ્લાદને ઘેર;" એટલા ઉત્તર સાથે એ સ્યામ દરવાજો બંધ થઇ ગયો; અંદર મૂર્છાવસ્થાના અંધકાર ઉપર તે બંધ થયો. ગુલાબસિંહના શબ્દો,

એનું શોકાતુરપણું, માદળીયું આપવાનો ખરો મર્મ, અને જે સ્વાર્પણ એણે પોતાને માટે કર્યું, તે બધું વીજળીના ઝબકારાની પેઠે રમાના મનમાં આવ્યું—પણ ઝબકારાની પેઠેજ–ઝબકારો થઈ ગયો કે તુરત અંધકાર ફરી વળ્યો, મહા તોફાનની રાતનો અંધકાર જામી ગયો, છતાં પણ તેમાં પ્રકાશ જણાતો હતો. સ્તબ્ધ, મૌન, શવવત્, પાષાણવત્, રમા ત્યાં બેઠી હતી, ત્યારે પણ અગાધ ઉદધિ ઉપર મૃદુ પવનની લહરની પેઠે એના અંતરુદધિ ઉપર એક પ્રત્યક્ષ સ્વપ્નનો પ્રકાશ વિલસતો હતોઃ—ભયંકર ન્યાયાસન, કાજી, ફરીઆદી,—અને એ બધી ગર્દીમાં નિર્ભય અને પ્રકાશમય એવી એક આકૃતિ !

" તેં બાદશાહની વિરુદ્ધ ગુનો કર્યો છે; કબુલ કર; તું જાણે છે ? "

" હા જાણું છું; કાજી સાહેબ ! તમારુ ભવિષ્ય કહેવાનું વચન પાળુ છું. આજ સૂર્યાસ્ત પહેલાં, જેને તું બાદશાહ કહે છે તે હતો ન હતો થઇ જશે. સાંભળ, અખાડામાં પૃથુરાયને આણ્યો છે. "

બજારમાં થઇ બંદીવાનોને વધસ્થાન ભણી લીધા; લોકોનું ટોળું વધતે વધતે અનેક માણસોનો મ્હોટો સાગર ઉભરાઈ રહ્યો, શૂરા રજપૂતો વેષ બદલી ગુપ્ત હથીઆરો રાખી તેમાં સામીલ થયા હતા. ગુલાબસિંહની પાસેજ પેલો નાસ્તિક બંદો ઘેલછાથી ગાંડાં કાઢતો ચાલતો હતો–તણાતો હતો; " કોઇ બચાવો–ઉગારો " એવી બૂમો પાડતો હતો. એજ સમયે લોકોના ટોળામાંથી વીખરેલા વાળવાળી બેબાકળી પણ આંખે અગ્નિ વર્ષાવતી ગાંડી જેવી એક અબલા બહાર આવી " ઓ મારા લાલાજી " એમ બૂમ મારી બંદીવાનોનાં મોઢાં જોવા લાગી. " અલ્યા જલ્લાદ ! મારો લાલાજી ક્યાં છે ? એનું તેં શું કર્યું ? " એમ કહેતી બધાંના સામુ જોઇ વળી, પણ જેને શોધતી હતી તે ન મળવાથી બોલી " હાશ; દેવ ! મારા વ્હાલા ! હું તારા મોતની ધણી થઈ નથી. " ટોળું આગળ ચાલ્યું, બપોર થયા છે, કાંઇ કરતાં સાંજ પડે, તવા વિંધાય, તો બધાં ઉગરી જાય ! પણ ગુલાબસિંહ ! તારા વદન ઉપર હજીએ ઉદાસીનતાનીજ છાયા વસેલી છે; કશી આશાનો કિરણ પણ ત્યાં પ્રકાસતો નથી. ટોળામાં છુપાઇ રહેલા રજપૂતોની ધીરજ રહી નહિ, તેમણે વેષ ફેંકી દીધો, તરવારો તાણી, અને મારામારી શરૂ થઇ. પેલો જે લશ્કરી અમલદાર ગુલાબસિંહને મળ્યો હતો તે અને આ શૂરાઓ વચ્ચે કતલ ચાલી, ટોળામાં ભંગાણ પડ્યું, ઘણાકના પ્રાણ ગયા, એક પાસા લોહી લુહાણ થઇ પેલી ગોપિકા પડી હતી, મરતી મરતી પણ " વ્હાલા ! લાલાજી ! " એ શબ્દો ઉચ્ચાર્યા

કરતી હતી. થોડાં માણસ ઘણાંને પહોચી ન શક્યાં; ઘણાક રજપુતો તો પૃથુરાયના અખાડા આગળ હતા.

વધસ્થાને સર્વ આવ્યા; જલ્લાદે પ્રત્યેકનો ગુનો લોકોને જણાવી એકે એકે ડોકાં કાપવા માંડયાં; એક, બે, પાંચ, દશ,........એનો પણ વારો આવ્યો. નિદ્રાવશ, સમાધિસ્થ, બાલાએ કહ્યું "મરવા નહિ દેઉં, મને સાથે લેતો જા; મારું કહ્યું માન." પણ અહો! બાલા! આટલું થયે પણ તારા હોઠ ઉપર સ્મિતનો ભાસ છે!! હા, એ ફીકા પડી ગયેલા હોઠ હસવા લાગ્યા, એ સ્મિતની સાથેજ, વધસ્થાન, જલ્લાદ, અને ભયમાત્ર વિલીન થઇ ગયાં; સદોદિત એવો ભવ્ય શાન્ત પ્રકાશ એ સ્મિતની સાથેજ અનન્ત દિક્પ્રદેશ ઉપર પથરાઇ ગયો. ગુલાબસિંહ ભૂમિ ઉપરથી ઉપડ્યો, રમાના ઉપર કેટલીક વાર સુધી ભમ્યો, આત્માએ આત્માનું આલિંગન લીધું, આનંદ અને જ્ઞાનની ભાવના પ્રત્યક્ષ થઇ! સ્વર્ગનાં અનેકાનેક દ્વાર ઉઘડી ગયાં, અનેક દેવતાઓ સત્કારપુષ્પાંજલિથી વધાવવા લાગ્યા, મહાત્મા, જ્ઞાની, આવ્યો! નારદ તુંબરુ આદિ વીણાથી ગાન કરવા લાગ્યા;—"સ્વાર્પણથી વિશોધિત યોગિરાજ! મરણથીજ અમર મહાત્મા! તને અનેક વાર વદન કરીએ છીએ; આનુંજ નામ મરણ." દેવતાઓના વૃંદમાં દેવતાથી અધિક તેજસ્વી એવી આ મૂર્તિએ હાથ પહોળા કરી નિદ્રાવશ મૂર્તિને કહ્યું "નિરવધિ બ્રહ્માનંદની સહચરિ!—આનુંજ નામ મરણ!"

* * * * *

પૃથુરાયે તવા વિંધ્યા; જુલમથી રાજ્યમાં ત્રાસ વર્તાવી અધિકાર સ્થિર સ્થાપવા ઇચ્છનાર પડ્યો; પૃથુરાય અને ચંદવરદાયી પણ એક એકનું ગળું કાપી પડયા:—મહાવીરની ઉક્તિ સત્ય થઈ. રજપૂતો સર્વત્ર અમલ બેસારવા લાગ્યા; રાત પડી ગઈ; પ્રાતઃકાલ થયો; બંદીખાનાના દરવાજા ઉઘડી ગયા; લોકો અંદર પેશી કોટડીએ કોટડી ખોળવા લાગ્યા, અને સર્વત્ર સ્વાતંત્ર્યનું સામ્રાજ્ય થઈ રહ્યું. સારી પેઠે ઉજાશ થતાં, અત્યાર સુધી કોઈએ જેમાં તપાસ નહિ કરેલી એવી એક કોટડીને ઉઘાડવામાં આવી તો એક જવાન અબલાને ફાટલા બીછાના ઉપર બેઠેલી દીઠી; પલાંઠી વાળી તેણે હાથ છાતી સરસા જોડીને દાબી રાખ્યા હતા; મસ્તક ઉચું રાખી મૂકેલું હતું; આંખો ઉઘાડી હતી; હોઠ હસતા હતા;—સ્થિર શાન્તિ. સુખ કે તેથી પણ અધિક ભવ્ય આનંદનું સ્મિત જણાતું હતું. આટલાં ઉન્મત્ત આનંદે ચઢી બેભાન થઇ

ગયેલા જોનારા પણ એ આકૃતિથી કાંઇક ઝંખવાઈ જઇ પાછા હઠયા; તેમણે જીવતા એવા કોઇમાં આટલી ખુબી કોઈ વાર ન દીઠી ન હતી. પણ જેમ ધીમે ધીમે તે લોક પાસે આવતા ગયા તેમ તેમને જણાયું કે હસતા હોઠમાંથી શ્વાસ જતો આવતો ન હતો, જે શાન્તિ હતી તે પાષાણની શાન્તિ હતી, અને જે ભવ્યતા અને સૌંદર્ય જણાતાં હતાં તે મરણની ભવ્યતા અને મરણનું સૌંદર્ય હતાં. મૌન રહી સર્વે આસપાસ ભરાઈ ગયા, તો એ અબલાની પાસે ભોંય ઉપર એક અતિ તેજસ્વી બાલકને તેમણે પોતાની માના સાળુનો છેડો ઝાલી તેની સાથે રમતો જોયો. બંદીખાનામાં માબાપ વિનાનું બાલક!

"આ બિચારાનું શું થશે" એક સ્ત્રી જે પોતે માતા હતી તે બોલી "કહે છે કે એનો બાપ પણ કાલે પડયો! અરે અત્યારે મા ગઇ! એ પશુ શું કરશે?"

આ સ્ત્રી આવું બોલતી હતી તેવામાં બાલકે લોકો સામું જોઇ નિર્ભય વદને હસવા માંડયું; એટલામાંજ પેલો વૃદ્ધ સંન્યાસી જે આ ટોળામાં હતો તે આગળ આવ્યો, અને બોલ્યો; "બાઇ, જો; માબાપ વિનાનો છોકરો કેવો હસે છે! જેનું માબાપ કોઇ નથી તેનો માબાપ પરમાત્મા છે." એમ કહેતો ત્યાંજ ગેબ થઇ ગયો.



# આ ગ્રંથ કર્તા કૃત અન્ય ગ્રંથો.

## અંગરેજી.

૧—રાજયોગ—( ત્રીજી આવૃત્તિ—એનિબેસંટની પ્રસ્તાવના સહિત—છપાય છે. )—રૂ. ૨—૦—૦.

૨—મોનિઝમઑરઅદ્વૈતિઝમ—આધુનિક સાયન્સના પ્રકાશદ્વારા અદ્વૈત ફીલસુફીમાં પ્રવેશ—રૂ. ૨—૦—૦.

૩—તર્કકૌમુદી—( નથી. )

૪—ઇમિટેશનઑફશંકર—કેવલદ્વૈત સબંધી, ૭૦૦ ઉતારા—રૂ. ૩—૦—૦.

૫—યોગસૂત્ર—( તત્વવિવેચક પ્રેસ—મુબાઇ )—રૂ. ૧—૮—૦.

૬—માંડુક્યોપનિષદ— ( ,, )—રૂ. ૧—૮—૦.

૭—જીવન્મુક્તિવિવેક— ( ,, ) —રૂ. ૧—૮—૦.

૮—સમાધિશતક—( નથી. )

૯—સ્ટ્રેથૉટસ—( થાય છે. )

૧૦—સ્યાદ્વાદમંજરી—( ગવર્નમેન્ટ સીરીઝ માટે—મુબાઇ. ) આ કાર્ય—ગુજરાત કોલેજના પ્રોફેસર—આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલ. એલ. બી. ને સરકાર તરફથી પૂર્ણ થવા માટે સોંપવામાં આવ્યું છે.

## ગુજરાતી.

૧—કાન્તા (નાટક) મેટ્રીકમાં ગૂજરાતીનો વિષય ફરજીયાત દાખલ થવાથી તથા કેટલાક હેડ માસ્તર સાહેબોની સ્કુલોમાં ચલાવવાની મરજી થવાથી—ચોથી આવૃત્તિ—જલદી કાઢવામાં આવી છે—રૂ. ૦—૧૨—૦.

૨—માલતી માધવ નાટક ( ભાષાંતર )—( બીજી આવૃત્તિ ) રૂ. ૧—૮—૦

૩—ઉત્તર રામચરિત્ર નાટક ( ભાષાંતર )—ચોથી આવૃત્તિ છપાય છે—રૂ. ૧—૮—૦.

૪—સિદ્ધાન્તસાર—ઘણી માગણી હોવાથી—ત્રીજી આવૃત્તિ—પાકા પુઠા સાથે. રૂ. ૩—૦—૦.

૫—નારી પ્રતિષ્ટા—ઘણી માગણી હોવાથી બીજી આવૃત્તિ તૈયાર છે. રૂ. ૦—૮—૦.

૬—પ્રાણવીનીમય—( ત્રીજી આવૃત્તિ છપાય છે. )—રૂ. ૩—૦—૦.

૭—પંચશતી—( ઇમીટેશન ઑફ શંકર ગુજરાતીમાં ) મુમુક્ષુઓને નિત્ય પાઠ કરવા યોગ્ય—રૂ. ૩—૦—૦.

૮—આત્મનિમજ્જન—( આવૃત્તિ બીજી )—આમાં અભેદોર્મી. પ્રેમજીવન તથા કેટલાંક વિશેષ કાવ્યોનો સમાવેશ થાય છે. નીષ્પક્ષપાત વેદાન્તનું અભૂતપૂર્વ પુસ્તક સર્વ પાસા મનનીય થયું છે—રૂ. ૧—૪—૦.

૯–ચારીત્ર–( આવૃત્તિ પાંચમી )–આ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે તથા હાઇસ્કુલોમાં મેટ્રીકમાં ગુજરાતી ફરજીયાત થયાથી ચાલવા લાગ્યું છે–રૂ. ૧–૪–૦.

૧૦–બાલ વીલાસ–( આવૃત્તિ સાતમી )–સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે–હાઇસ્કુલોમાં ચાલવા લાગ્યું છે–તથા ધર્મ હીન કેળવણીના વર્તમાન દીનોમાં બાળકોના તથા યુવકોના હાથમાં હોંશે હોંશે વંચાવા લાગ્યું છે–રૂ. ૧–૪–૦.

૧૧–ગુલાબસિંહ–(આવૃત્તિ ત્રીજી) આ વાર્તા સર્વ પાસા રસ, જ્ઞાન તથા મનન પૂર્વક વચાય છે. રૂ. ૩–૮–૦.

૧૨–શ્રીવૃત્તિ પ્રભાકર–મહાત્મા નીશ્ચલ દાસજીના મૂલ હીંદુસ્થાનીનું ભાષાંતર રૂ.૪-૦-૦

૧૩–હનુંમાનનાટક–છેલ્લી પ્રસાદી ( છપાય છે )–રૂ. ૩–૦–૦.

૧૪–પૂર્વ દર્શન. ૧૫–પ્રેમજીવન–૧૬–સંક્ષીપ્ત સુવાક્ય. ૧૭–અભેદોર્મી.

૧૮—ગુજરાતના બ્રાહ્મણો. ૧૯–શીક્ષાશતક, ૨૦–અવલોકન ( નીબંધ ). આ પુસ્તકો હાલમાં મળી શકતાં નથી.

૨૧–પરમાર્ગદર્શન–( બીજી આવૃત્તિ ) બહાર પડી છે. રૂ. ૦–૮–૦.

૨૨–શ્રીમદ્ ભગવદ્ગીતા–(ત્રીજી આવૃત્તિ છપાય છે. )–રૂ. ૪–૦–૦.

૨૩–ચતુઃસૂત્રી—( થોડા સમયમાં બહાર પડશે ) રૂ. ૨–૦–૦.

૨૪–ન્યાય (પરામર્શ ખંડ)–(ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી મળશે)રૂ. ૦-૧૨-૦.

૨૫–શિક્ષણ અને સ્વ–શિક્ષણ–એક ખૂણે પડી રહેલો ગ્રંથ પ્રથમજ વાર પ્રસિદ્ધિમાં આવે છે. રૂ. ૦–૧૨–૦.

૨૬–સુદર્શનગદ્યાવલિ–પ્રિયવંદા તથા સુદર્શન વર્ષ તેર સુધીના માસીક પત્રોમાં પ્રસિદ્ધ થયેલા હજુ ગ્રંથરૂપે અપ્રસિદ્ધ કરેલા સર્વ ઉત્તમ લેખોનો એકત્ર સંગ્રહ; છાયાચિત્ર જીવનકલા વિવેચન સહીત–હાલમાં નથી.

આ ઉપરાંત તેમનાં અન્ય પુસ્તકો–ચેતનશાસ્ત્ર, વીવાડ તાંડવ, દ્વાશ્રય, ભોજ પ્રબંધ, ચતુવીશતી પ્રબંધ, સમાધિશતક, અનુભવ પ્રદીપિકા, બુદ્ધીસાગર, તર્કપરીભાષા શ્રુતીસાર સમુદ્ધરણ, પાટણ ભંડારની ફેરીસ્ત, યોગબીન્દુ વસ્તુપાલ ચરીત–વીગેરે વીગેરે–શ્રીમન્મહારાજા સયાજીરાવના કેળવણી ખાતામાં તપાસ કરતાં ત્યાંથી મળી રહેશે.

## માધવલાલ. ન. દ્વિવેદી કૃત કેટલાક ગ્રંથ.

| | | |
|---|---|---|
| ૧—રાજયોગ–( મ. ન. દ્વિવેદીનો ગ્રંથ ગુજરાતીમાં ) | | રૂ. ૧—૮—૦. |
| ૨—યાજ્ઞવલ્કય સંહિતા ( | „ „ )– | રૂ. ૦–૧૨—૦. |
| ૩—આપણાં પુરાણો | | રૂ. ૦—૨—૦. |
| ૪—શીગાલવાદ સૂત્ત | | રૂ. ૦—૨—૦. |

આ સર્વ ગ્રંથો–સુદર્શન ઓફિસ—નડિયાદથી મળશે.